# લિયોનાર્ડો દા વિંચી

ઈબી લેપ્સકી





લિયોનાર્ડો બહુ જિજ્ઞાસુ અને હિંમતવાન છોકરો હતો. રોજ એ એના ગામ ની આસપાસ ભટકતો, ત્યાં વસ્તુઓ જોતો અને સવાલ પૂછતો હતો.

ઇન્દ્રધનુષ માં આટલા અદ્ભૂત રંગ કેમ છે? તળાવ માં ફેકાયેલો કાંકરો આટલા ફેલાતા જતા તરંગો કેમ બનાવે છે?



અને જયારે એ ડાળખાં ને ઝરણાં માં નાંખતો, તો પાણી એને ક્યાં લઈ જતું હતું?

લિયોનાર્ડો ના પિતા ને એના પુત્ર ઉપર બહુ ગર્વ હતો. એનો દીકરો હંમેશા વ્યસ્ત રહેતો હતો, એની ઘણી રુચિઓ હતી, અને ઘણા કલ્પનાશીલ વિચારો હતા.



લિયોનાર્ડો એક ગામ માં રહેતો હતો. એના પિતા શહેર માં કામ કરતા હતા પણ એ વારંવાર લિયોનાર્ડો ને મળવા ગામ આવતા હતા. અને એ જયારે પણ આવતા હતા ત્યારે એના પુત્ર વિષે બધું જાણવા માગતા હતા, વિશેષ રૂપે એણે શું-શું બનાવ્યું અને શીખ્યું હતું.

એક દિવસ એને કહેવામાં આવ્યું કે લિયોનાર્ડો કંઈક નિર્માણ કરી રહ્યો છે. માટી અને પથ્થરો નો ઉપયોગ કરીને લિયોનાર્ડો એ બહુ ઊંચા ટાવરો વાળો કિલ્લો બનાવ્યો હતો. એણે એક નાનો લાકડા નો પૂલ અને એક ચકરડી પણ બનાવી હતી જે બહુ સારી રીતે ફરતી હતી.

લિયોનાર્ડો ના પિતા એક નોટરી (સહી કરનાર અમલદાર) હતા. એના પરિવાર ના લોકો એ બસો થી વધારે વર્ષો સુધી નોટરી નું કામ કર્યું હતું. તેઓ કાનૂની કાગળો સંભાળતા હતા.

જયારે પિતા એ લિયોનાર્ડો ને ચકરડી સાથે દોડતો જોયો, તો એણે વિચાર્યું, "હું લિયોનાર્ડો ની આ રુચિ થી ખુશ છું. લિયોનાર્ડો એક દિવસ જરૂર ઈજનેર અથવા આર્કિટેક્ટ બનશે, અને પછી એને નોટરી ના કંટાળાજનક કામ થી છુટકારો મળશે."



એના પિતા રાજી થયા. એ શહેર પાછા ફર્યા અને લિયોનાર્ડો માટે ઇજનેરી, યંત્રવિજ્ઞાન અને આર્કિટેક્ચર ના પુસ્તકો ખરીદ્યા. પણ એ જયારે ગામ પાછા ફર્યા, ત્યારે લોકો એ એને જણાવ્યું કે એના દીકરા એ થોડા સમય થી કિલ્લો, પૂલ કે ચકરડી ઇત્યાદિ બનાવ્યું નહોતું. એ સમય માં એણે ફક્ત પ્રકૃતિ નું અધ્યયન કર્યું હતું. એણે બારીકી થી કંસારી અને કીડી અને બીજા જીવડાં ને જોયા. એણે કાંકરા ભેગા કર્યા અને કલાકો સુધી બેસી ને ફૂલ, પાંદડા અને એકોર્ન ના નમૂના અને રચના નું પરીક્ષણ કર્યું.



"કદાચ મેં ખોટું વિચાર્યું," પિતા ને લાગ્યું, જયારે લિયોનાર્ડો ને એણે એક બીટલ ને મંત્રમુગ્ધ થઈ ને નિહારતા  જોયો. "મને લાગે છે લિયોનાર્ડો પ્રાકૃતિક વૈજ્ઞાનિક બનશે. હા, એ એક પ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રી અથવા કદાચ ભૂસ્તરશાત્રી પણ બની શકે છે. ચાલો, કમ-સે-કમ એને નોટરી ના પરંપરાગત કંટાળાજનક કામ થી તો છુટકારો મળશે."



રાજી થઈને એના પિતા શહેર પાછા ફર્યા અને લિયોનાર્ડો માટે વનસ્પતિશાસ્ત્ર, પ્રાકૃતિક વિજ્ઞાન અને ભૂસ્તરશાસ્ત્ર ના પુસ્તકો ખરીદ્યા. પણ જયારે એ ગામ પાછા આવ્યા, તો એને બતાવવામાં આવ્યું કે એનો દીકરો હવે કીડા, કાંકરા અને ફૂલો નું અધ્યયન નહોતો કરતો. એને બદલે હવે એ ફક્ત ચિત્રો બનાવી રહ્યો હતો. લિયોનાર્ડો જે કંઈ પણ જોતો એ બધી વસ્તુઓ ના ચિત્ર બનાવતો : ખેડૂતો ના ઉપકરણ, પાણી ના ચંબુ, ઘેંટા ના બચ્ચા.....

.....જેતૂન વૃક્ષ, અને ઘાંસ ના ભારા. એ મોટી-મોટી ભૌમિતિક આકૃતિઓ અને સજાવટી નક્શી પણ બનાવતો હતો.

"કદાચ મેં ભૂલ કરી," પિતા એ વિચાર્યું. એણે લિયોનાર્ડો ને જમીન પર ચાક થી દોરેલા મોટા ચોરસ ખાના માં અંદર-બહાર કૂદતાં જોયો. "મને ખાતરી છે કે લિયોનાર્ડો એક ચિત્રકાર બનશે. હા, હવે મને એવું લાગે છે કે એ એક મહાન ચિત્રકાર બનશે અને મારા પરિવાર ની કંટાળાજનક નોટરી પરંપરા ને તોડશે."



બહુ ખુશ થઈ ને લિયોનાર્ડો ના પિતા શહેર પાછા ગયા અને એણે રંગ, પીંછી, મોટા કાગળ ના રોલ, ભૂમિતિ અને સજાવટી ડીઝાઈન ની ચોપડીઓ ખરીદી. પણ જયારે એ ગામ પાછા ફર્યા, તો લોકો એ એને જણાવ્યું કે લિયોનાર્ડો એ હવે આલેખન કરવું બંધ કરી દીધું છે.



એને બદલે, લિયોનાર્ડો ને હવે ઉડાણ માં દિલચસ્પી જાગી હતી. પક્ષી કેવી રીતે ઉડે છે? એને જોવામાં એણે કલાકો વિતાવ્યા હતા. પક્ષી એની પાંખો ને કેવી રીતે ફફડાવે છે, કેવી રીતે એની પૂંછડી હલાવતા હવા માં એક જગ્યા એ ભમતા રહે છે, કેવી રીતે એ હવા માં પોતાને સરકવા દેય છે, અને કેવી રીતે પૃથ્વી પર પાછા ઉતરે છે.



લિયોનાર્ડો ની ઉડાણ માં દિલચસ્પી ને લીધે એની હવા માં રુચિ પેદા થઈ. એણે આતુરતા પૂર્વક જોયું કે હવા વાદળો નો પીછો કેવી રીતે કરે છે. અને વૃક્ષો પરથી પડવાવાળા પાંદડા કેવી રીતે ધીમે-ધીમે ઘુમરાતા જમીન પર પડે છે.

લિયોનાર્ડો એ એક મોટી પતંગ પણ બનાવી જે આસમાન માં બહુ ઊંચે ઉડી.

તથાપિ , આ વખતે લિયોનાર્ડો ના પિતા થોડા નિરાશ થયા.

"લાગે છે મારો દીકરો થોડો વધારે ચંચળ છે," પિતા એ વિચાર્યું, જયારે એણે લિયોનાર્ડો ને હાથ માં પતંગ ની દોરી લઈને દોડતા જોયો. "એ સો અલગ-અલગ વસ્તુ ઓ શરુ કરે છે, અને પછી જલ્દી એના થી કંટાળી જાય છે. કદાચ લિયોનાર્ડો અંત માં નોટરી જ બનીને રહેશે."



લિયોનાર્ડો ના પિતા બહુ દુઃખી થયા અને એ શહેર પાછા ફર્યા. હવે એને એના પુત્ર ની ચિંતા હતી. એને એ ખબર નહોતી કે એનો પુત્ર શું બનશે.



પણ એ જયારે ગામ પાછા આવ્યા, ત્યારે લોકો એ એને જણાવ્યું કે એનો દીકરો ફરી વાર કિલ્લો, પૂલ અને ચકરડી બનાવી રહ્યો હતો અને હવે, એ સિવાય, એણે એક પવનચક્કી પણ બનાવી હતી જે સારી રીતે કામ કરી રહી હતી.



લોકો એ કહ્યું કે લિયોનાર્ડો ફરી એક વાર કીડા, કાંકરા, ફૂલ, અને પાંદડા નિહારી રહ્યો હતો અને, એ સિવાય, એણે મોટા જાનવરો - શિયાળ, શાહુડી અને ઘોરખોદુ (બેજર) - નું અધ્યયન પણ કર્યું હતું.



એને જણાવવામાં આવ્યું કે લિયોનાર્ડો ફરી એક વાર ચિત્રકામ કરી રહ્યો હતો, અને એની સાથે-સાથે એ ભૌમિતિક આકૃતિઓ અને સજાવટી ડિઝાઇન પણ તૈયાર કરી રહ્યો હતો. હવે એ જેને જાણતો એ બધા ના વ્યક્તિચિત્રો પણ બનાવતો હતો.



લિયોનાર્ડો ના પિતાએ એ પણ સાંભળ્યું કે એના પુત્ર ને હજી એ જાણવા માં રસ હતો કે પંખી કેવી રીતે ઉડે છે અને હવા કેવી રીતે કામ કરે છે, અને હવે, એ સિવાય, એ પોતે હવા માં ઉડવા ચાહતો હતો. વાસ્તવ માં, લિયોનાર્ડો એ બે મોટી પાંખ બનાવી હતી અને કોઠાર ના છત પરથી હવામાં પડતું મૂક્યું હતું. નસીબજોગે એ ઘાસ ના ઢગલા ઉપર પડયો અને બચી ગયો.

સાથે, કંઈક નવું પણ થયું હતું. લિયોનાર્ડો હવે ગ્રહો, તારા અને ચંદ્રમા ને જોવા મોડી રાત સુધી જાગતો હતો.

લિયોનાર્ડો ના પિતા ને અચાનક સમજાયું કે એના પુત્ર નું મગજ અસ્થિર ન હતું અને વસ્તુઓ માં એની રુચિ ઉપરછલ્લી ન હતી. વાસ્તવ માં, લિયોનાર્ડો ની રુચિ દરેક વસ્તુ માં હતી અને દરેક વસ્તુ માટે એનામાં અસાધારણ ક્ષમતા હતી.



લિયોનાર્ડો જયારે મોટો થયો ત્યારે એ બધું બન્યો જે એના પિતા એ વિચાર્યું હતું કે એ બનશે - ઈજનેર, આર્કિટેક્ટ, વનસ્પતિશાસ્ત્રી, ચિત્રકાર, આવિષ્કારક. એની સાથે-સાથે એ બીજું પણ બન્યો - લિયોનાર્ડો દા વિંચી એના સમય નો સૌથી મહાન વિચારક અને સર્જક પણ હતો.

સમાપ્ત